॥ श्री श्याम सुंदिरः प्रसन्नोस्तु ॥

| | | |
|---|---|---|
| સંવત ૧૯૧૮ના જ્યેષ્ટ શુક્લ ૭ જે જન્મદિવસ. | મંગળ સમયે મંગળવાદ | સંવત ૧૯૫૨ના દ્વિતીય જ્યેષ્ટ શુક્લ ૩ રવીવારના રોજ ૬૫મું વર્ષ શરૂ થયું. |

# જન્મ દિવસોત્સવ વર્ણન.

## મંગળાચરણ.

### શાર્દૂલવિક્રીડિત છંદ.

લક્ષ્મીનાથ અનાથ નાથ વિભુ વળી, ત્રાતા સુભ્રાતા તમો;
સૃષ્ટીના સૃજનાર વાર કરતા, હૃદયે અમારા રમો;
આનંદી દિન આજનો શુભ દિસે, લક્ષે બધાઓ લહે;
થાજો સહાય સદાય સુકાર્ય કરવા, શ્રી શ્યામ સુંદીર હે? ૧
વિઘ્નો સર્વ નિવારનાર જગમાં, નંદીપતી નંદ એ;
શુંડા દંડ નમૂ સદા વિજયિના, કર્તા સુઆનંદ એ;
વાણી કોમળ આપિ કાપિ વિપતી, સ્થીર્તા મતિ સ્થાપશો;
રીદ્ધી સીદ્ધિ સમૃદ્ધિ આપિ ભુપને, કીર્તિથી શોભાવશો. ૨

---

### ગીતિ છંદ.

પ્રણમું ગિરિજાનંદન, સુખકંદન પ્રભુ વંદન ચિત ધરશો;
જન્મોત્સવ દિન વર્ણન, શર્ણ થઈ કરૂં મતિ ભલી ભરશો. ૩

## મહિપતિ મહિમા.

### ઇંદ્રવિજય છંદ.

મંગળ મૂરત સૂરત ભૂપતિ શોભત લોભત રૈયત ગાઝી;
રૂપ અનૂપ અનૂપમ અંગ સચીવ સુસંગથી રૈયત રાજી;
ઉત્તમ શાંતિથિ આપ કરે સદન્યાય સદાય ગરીબ નિવાજી;
વીર મહા રણધીર ચિરાયુ રહો નૃપ કેશરી તખ્ત બિરાજી. ૪
શ્રેષ્ઠ વિચાર અપાર કરી દૃઢ હામથિ કેલવણી ગ્રહિ સારી;
પ્રેમથિ પુસ્તકનું કિધ આલય ઇતર દેશ વિષે નહિં ભારી;
બ્હાર પડેલ રચેલ તમામ સુગ્રંથ લિધા દઈ દામ વિચારી;
श्रीमत केशरिसिंह सदा गुणवंत अनंत, धिमंत अपारी. ५

---

### दुर्मिला छंद.

समता ગુણ સાર વિચાર કરી પર વિત્ત, ન હુકમથી हरता
हरता ક્લેશ ત્રાસ કરી પરિહામથિ આપ દયા દિન વાપરતા;
પરતા જન માંહિ જરી ન ભણે સજતા સદમારગ આચરતા
चरता કદ્યાન રહી કરતા નિજ શત્રુ હ્રસમિનિ આપરતા. ૬

---

### सार्दूल छंद.

પ્રાપ્તી લક્ષ્મિતણી કરી અતિ વળી, દિવ્યો કળા ધારિને;
મંત્રીમાન કરી ધરી મતિ મહા, દાતા દયાકારિને;

પરમોદાર્ય સુઆર્ય આ જગતમાં, દાક્ષિણ્યતા થૈ છતી;
ક્ષત્રીકૂળ દિપાવવા ઉર વિષે, ઉમંગ માતો નથી. ૭

---

## (પદ. નમું પદે ગિરિજાપતિને એ, રાહનું.)

મંગળમય દિન હીતકારી. ટેક.
જનમ દિવસ મહારાજાશ્રીનો ઉત્સવ થાયે ભારી;
રાજ્ય મંદીરની શોભા અતિશય સારી, મંગળ. ૧
છે વામ ભાગે દિવાન, કારોબારી સદ્ગુણ ધામ;
પ્રાઇવેટ સેક્રેટરી સુખપાન, કર્તા શીવસિંહ સુદામ;
નરવર નિકટે રત્ન બિરાજ્યા, રૈયતપર સુખકારી; મંગળ. ૨
સિંહાસન ઊપર બેશ, શોભે કેશરીસિંહ નરેશ;
જેની કીર્ત્તિ દેશ વિદેશ, લંડનમાં પહોંચી વિશેષ;
સૂર્યવંશ કૂળ પંકજ શ્રીમત્મહારાજા મનહારી, મંગળ. ૩
ગીતો ગણીકાઓ બહુ ગાય, જેઠીમલ્લની કુસ્તી થાય;
વિધ વિધ વાજાં શુભ વગડાય, આશિર્વાદ અતિ ઉચરાય.
આશિરૂક્તિ કોવીદ કવિઓ આપે હર્ષ વધારી; મંગળ. ૪
છે જમણિ બાજુ સરદાર, સારા અમીરને ઉમરાવ;
વિપ્રો કર્તા વેદોચ્ચાર, ગાયન ગવૈયા ગાનાર;
કામમાહ વરણ્યો નવ જાએ, શોભા આનંદકારી; મંગળ. ૫
ભૂમિ ભક્તિ 'શશી' વસુ સાલ, ઉત્તમ જ્યેષ્ટ માસ નિહાળ;

તિથિ ત્રતિયા શુભ રસાલ, શુકલ પક્ષ જન્મ ભૂપાળ.
આ સમયે શુભ જન્મોત્સવથી, બેઠક બહુ શણગારી. મંગળ. ૬
પૂર્વાભિમુખે મહારાજ, શોભે શિરપર સારો તાજ;
કાન્તી સૂર્યપ્રભા સમ આજ, કોને કરતા ના નારાજ;
ધીરવીર ચીરકાલ રહો ઈડર પતિ મહા નયકારી. મંગળ. ૭

---

## પદ. રાગ ભૈરવી.

દયાળુ મહારાજા દિસો છો દેશ માંહ; ટેક.
નૃપવર શ્રી દુઃખહર છો નરવર;
મતિ અતિ ધૃતિ ધર કેશરી સુખકર. દયાળુ.
આપ શૂરવીર ધીર, જ્ઞાનવાનને ગંભીર;
મન બળ સારૂ, સુબુદ્ધિ વિચારૂં,
સુખી રહો નૃપ આપ શરીર.
ઈશ શીષ નામું આજ, ચિરાયુ રહો મહારાજ, દયાળુ. ૧

---

**( કર કરૂણા જગનાથ રંકપર કર કરૂણા જગનાથ.)**

સદ્દવરતન મહારાજ, આપનું સદવરતન મહારાજ;
કરૂણાળુ કરો શુભ કાજ, આપનું સદવરતન મહારાજ.
પ્રેમથી પાળો, પ્રજા સંભાળો, વિદ્વન મુકુટ મણિરૂપ પ્રેમી;
કેશરીસિંહ કૃપાળુ છો રહેમી, જયની ધ્વજા ફરકે જોજો જેની;

મૂરત સૂરતજેનીમઝેની,ગુણશાળીગરીબનિવાજ આપનું. ૧
શુભ ઈડર પુરપતિરાય, ભૂપ શ્રી કેશરીસિંહ મનાય;
જેની કીર્તિ કવિઓ ગાય, ભૂપ શ્રી કેશરીસિંહ મનાય.
પ્રાઈવેટ ધીર, શીવસિંહ વીર, એમનું કામ બહુ વખણાણું;
કીર્તિથી મન મારૂં લોભાણું, રાઠોડના કુળ વંશ છો ભાનુ.
નૃપ નરવર સુભગ ગણાય, ભૂપ શ્રી કેશરીસિંહ મનાય. ૨

---

( પાટણના નૃપ નથી તુજ મહોલે, એ રાહ.

સુભગ સમય બિરાજીત, તખ્તે કેશરીસિંહ મહારાજ. ટેક.
કદા મૌક્તિક માળા ધારી, હિરાની માળ કંઠ સારી;
દેહ નિલમણિથી શણગારી, દીનને દાન દીએ ભારી;
વિનયતા ધારણ કરી સુખસાજ. સુભગ. ૧
ધરે ભુપ ઉદારતા ભારી, કરે નહીં આળસ અધિકારી;
ડરે જન ચોર ચુગલ જારી, નૃપતિ સદાય નયકારી;
સુંદીર શોભેછે શીરતાજ. સુભગ. ૨

---

## भाषाबद्ध कवित्त.

पूरन पवित्र भूमि धर्मको प्रकाश जहां;
कमला[1] निवास राजमंदिर सुहायो हैं.

---

૧. કમલા-લક્ષ્મિ.

कहें दशरथ दशम थकी तमीज* सोहें;
सुभट सधीर वीर मंडल कहायो हैं.
याहिमें बिराजे श्री राठोडकुलेन्दु श्रेष्ट;
केशरी महा ईन्द्रजीत तुल्य सरसायोहैं.
सूरजके वंश अवतंश कुल पंकजको;
दर्शन दिदार काज दास आज आयोहै. १
सूर्य कुल मुकुट प्रतापिक कृपा निधान;
क्षात्रवट धारी बेद धर्म रखवारे हौं.
कंहे दशरथ कहुं अकथ कहानी कहा;
तिखि असिधार वारे टेढी पाघ वारे हौं.
टेढी टेकदार बांकी कमर कटार सोहें;
टेढीभ्योंह वारे टेढे मूछ करडारे हौं.
गरिब निवाज महाराज आज जगत बिच;
जुवानसिंह भूपनंद कर्न वृत्ति धारे हौं. २

---

## छपय छंद.

अकलबाज महाराज सुन्यो जगमे सुख राषी;
भूपति गरिबानिवाज बिभूता पूर्ण प्रकाशी;
दीनको देत अनाज, शोभितो समाज जाको;

---

* વૈભવ.

**ईडरपति सुखसाज, नाम महाकेशरी ताको.**
**परत्रिय त्याज, रिपु नाशकिन ज्युं तेतर उपें बाज;**
**असविध शत्रू संहारकर नृपसफल कीन सब काज. २**

## છપ્પય છંદ.

અકબર પાસ પ્રવીણ, મંત્રિ પદ બીરબલ ભારી;
કૃષ્ણ પાસ અક્રુર અને ઉદ્ધવ નય ધારી;
ઇંદ્ર પાસ મનુ શ્રેષ્ઠ, બ્રહસ્પતિ ગુરૂ ગુણકારી;
શંભુ નિકટ કૂબેર, ગૌરિ તન મહા દુઃખહારી;
ત્યમ કેશરીસિંહ ઈડરપતી, પાસ લાલજીભાઈ છે,
શીવસીંહ યશવાન વળી, રત્ન બીજાં સુખદાઈ છે. ૧

## રૂચિરા છંદ.

દુઃશિલતા ભાજન રાજન મહારાજ નમન કરવા જેવા;
દુઃખદધિ પાજન સાજન સુખકર મ્હાજન પ્રિયકરછો તેવા;
ક્રોધ વિરોધ ન કોપર જરીએ, બોધ વચન ગુરૂનાં ધરતા;
દાન વિવિધનાં દેતા નૃપવર, દીન જનોનાં દુઃખ હરતા. ૧

## ( કેરબાની છાયા. રાગ પીલુ. )

શ્રી વર વિભુ વિનતિ આ મારી;
સુખકર વિભુ વિનતિ આ મારી.

ઈડર પતિ મહા મતિ નય ધારી,
કર ધીર વીર ચીર કાળ. વિનંતી આ મારી. શ્રી. ૧
પ્રજા ઉપર અતિ પ્રીતથી, વર્તે આપ નિશંક;
સરખા રાખે સર્વને, તાલેવર કે રંક.
ગરિબ નિવાજ અતિ ધૃતિ ગુણ ધારી;
કર ધીર વીર ચીર કાળ, વિનંતિ આ મારી. શ્રી. ૨
મહારાણી નિકટે મહા, નિવડ્યા નૃપ યશકાર;
રાજકાજથી રીઝીને, આપ્યું માન અપાર.
રૈયત રીઝાવીને કીર્તિ વધારી;
કર ધીર વીર ચીર કાળ, વિનંતી આ મારી. ૩
નાઈટ કમૉન્ડર ઑફ ધી, મોસ્ટ એકઝૉલ્ટેડ;
ઑરડર ઑફ ધી સ્ટાર ઑફ, ઈન્ડીઆ નૃપ નેટ.
એ ગુણ ધારી સુખકારી ભુપ ભારી;
કર ધીર વીર ચીર કાળ, વિનંતી આ મારી. ૪

---

**( ગરબો. ગાઓ આનંદે સહુ આજ**
**પ્રભુના મહિમાને. એ રાહ )**

આજે આનંદ ઉત્સવ થાય, શોભા બહુ સારી;
ઊર અતિશય મુજ ઉભરાય, મૂરત છે મનહારી.

જનમ દિવસ મહારાજા શ્રીનો, આનંદ ઉત્સવ થાએરે;
માનવતિ માનુની મળીને, ગીતો રૂડાં ગાયે. શોભા બહુ સારી.

---

## ( સાખી. )

મૂરત મનહર ભૂપની, લોચ ન નિરમળ નેટ;
વદન વિલોકો વ્હાલથી, શીત રશ્મી સમ છેક.
સિંહાસન છે સુવર્ણકારી બેઠક ભારી ધારી રે;
કૃષ્ણ ભક્તાના તખ્તની શોભા. જોતાં જાઉ બલીહારી, શોભા. ૨

---

## ( સાખી. )

જરી ભરેલું છત્ર આ, ઢોળે ચમ્મર હેમ;
પ્રતિહાર પોકારતા, નેકી રાખી નેમ.
ચોઘડીયાં વિધવિધનાં વાજે, લોકોનાં મન લોભે રે,
ઈડર પતિ મહા મતિ બળવંતા, બહાદુર તખ્તે શોભે. શોભા૩

---

## ( સાખી. )

ભૂમી ભક્તિ વન્હિ શશી, જ્યેષ્ટ શુકલ ત્રતિયાય;
શરૂવાત પ્રાંત્રિસમા, વર્ષની આજે થાય.

શ્યામ સુંદિર શ્રી ઈષ્ટ કૃપાથી ગત વર્ષો સુખકારીરે;
તેથી અધિક પ્રભુ આલુ વર્ષે, આનંદ થાઓ અપારી, શોભા. ૪

---

## ( સાખી )

ઈશ સમિપે યાચના, છે મુજ વારંવાર;
સંતતી સંપતી પામજો, સુખ સમૃદ્ધિ અપાર.
પ્રજા પાળક ટાળક દુઃખના, માલક એ મ્હારાજારે;
ઈડરપતિ શ્રી केशरीसिंहजी ગુણ જગે જગ ગાજ્યા. શોભા.૫

---

## શિખરણી છંદ.

વિદેશે ને દેશે, જરૂર જસ જામ્યા નૃપ તણા;
કળા ધારી ભારી, અનુપમ ગુણોમાં નહિં મણા;
રિઝાવ્યા છે ન્યાયે, સ્વજન જન કીધા સહુ દિસે;
મયાળુ મ્હારાજા, અવિચલ રહો આ જગ વિશે. ૧

---

## સૃગધરા વૃત્ત.

જ્યાં સૂધી વિશ્નુ લક્ષ્મી, જુગલ જગતમાં
જામી રે'શે સદાયે;

ભાનૂ શશી શશીને, મણિ મહિધરથી,
આખી ભૂમિ ધરાયે,
શંભૂ સંગે ઉમીઆ, અજ શચિપતિ મ્હા,
જ્યાં સૂધી રે' બિરાજી.
ત્યાં સૂધી સૂખ પામી, અવિચળ જગમાં
રહો કૃપાનાથ રાજી,

ता. १४-६-९६ लि. આજ્ઞાંકિત સેવક.
राज्यधानी ईडर દશરથલાલ ગંગારામ વ્યાસ.

# સૂચના.

નીચે પ્રમાણે અમારી "જ્ઞાનામૃત" ઑફીસમાંથી બહાર પડેલાં પુસ્તકો તૈયાર છે. જોઇએ તેમણે રોકડી કીમ્મતે અગર વેલ્યુપેએબલથી મંગાવી લેવાં.

ટપાલ સાથે

| | | |
|---|---|---|
| કેશરી ચરિત્ર. | કિ. રૂ ૧—૧-૦ | જુજ કોપી છે. |
| શૂરવીર જયમલ. | કિ. રૂ ૦–૧૧–૦ | કેળવણી ખાતામાં પાસ થઈ ઇનામમાં લેવાય છે. |
| મંત્ર રામાયણ, | કિ. રૂ ૧—૧-૬ | આ અપૂર્વ પુસ્તક અપાટાબંધ ખપેછે. |
| સિવિલસર્વિસમાંપ્રવેશ | કિ. રૂ ૦—૮-૬ | દાદાભાઈ નવરોજજી એમ. પી. કૃત. હવે પછી |
| આત્મજ્ઞાન. | કિ. રૂ ૦—૧-૬ | |
| મહારાણાનો મહિમા. | કિ. રૂ ૦—૨-૬ | |
| જગદેવપરમાર નાટક | કિ. રૂ ૦-૧૦–૦ | (બીજી આવૃત્તિ.) |
| વિશ્વંભરીહિમજાસ્તવન. | કિ. રૂ ૦—૨-૦ | |
| આશિરૂક્તિ | કિ. રૂ ૦—૧-૬ | |

રાઠોડ કર્ણ નાટક.(હવેપછી)કિ. રૂ.૦–૧૨–૦ આશરે થશે.
શીળસુંદરી ચરિત્ર. (હવે પછી) કિ. રૂ ૦—૮-૦ થશે.
બેસતા વર્ષની મુબારકબાદી. કિ. રૂ ૦—૧-૦

લિ. સં.

જ્ઞાનામૃત ઑફીસ. નાગરવાડો. | દશરથલાલ ગંગારામ, વ્યાસ. પાટણ.

તા. ક. જન્મ દિવસોત્સવ વર્ણન વિભાગ ૧ લો તથા [illegible] અરધા આનાની ટીકીટ મોકલ્યાથી વગર કિમ્મતે મોકલ[illegible] આવશે.

દ. ગં. વ્યાસ.